॥ विजयते श्रीबालकृष्णः प्रभुः ॥

શ્રીવલ્લભકુલકુમુદચંદ્ર શ્રી ૧૦૮ શ્રીમદ્ગોકુલનાથજી
મહારાજની આજ્ઞાથી

વૈષ્ણવોને પ્રાતઃકાલમાં નિત્ય પાઠ કરવા માટે

# ઉપદેશ રત્નાવલી.

( ગુજરાતી ભાષાંતર સાથે. )

( જેમાં શ્રીહરિરાયજીકૃત પ્રાતઃસ્મરણ, શ્રીરઘુનાથજીકૃત શ્રીગોકુલેશાષ્ટક અને શ્રીગોકુલાધીશકૃત રાસ-લીલામૃત અને નીતિના પ્રકીર્ણ શ્લોકો છે. )

શ્રીગોકુલનાથજી પુસ્તકાલય-માણસા તરફથી

પ્રકાશક શા॰ ધરણીધરદાસ જેઠારામ.

માણસા-ગુજરાત.

પ્રત ૨૭૫૦. આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૭૪.

॥ विजयते श्रीबालकृष्णः प्रभुः ॥

શ્રીવલ્લભકુલકુમુદચંદ્ર શ્રી ૧૦૮ શ્રીમદ્‌ગોકુલનાથજી

મહારાજની આજ્ઞાથી

વૈષ્ણવોને પ્રાતઃકાલમાં નિત્ય પાઠ કરવા માટેના

# ત્રણ ગ્રંથો.

(ગુજરાતી ભાષાંતર સાથે.)

(જેમાં શ્રીહરિરાયજીકૃત પ્રાતઃસ્મરણ, શ્રીરઘુનાથજીકૃત શ્રીગોકુલેશાષ્ટક અને શ્રીગોકુલાધીશકૃત રાસ-લીલામૃત અને નીતિના પ્રકીર્ણ શ્લોકો છે.)

શ્રીગોકુલનાથજી પુસ્તકાલય–માણસા તરફથી

પ્રકાશક શા. ધરણીધરદાસ જેઠારામ.

માણસા–ગુજરાત.

સંવત ૧૯૭૪.

# गोस्वामी श्री १०८ श्रीगोकुलनाथजी महाराज.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥



तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

श्रीबालकृष्णांघ्रिसरोजसेवासंसक्तचित्तं निजभक्तनाथम् ॥
श्रीव्रजावनेशान्वयमौक्तिकं यस्तं संश्रये गोकुलनाथसञ्ज्ञम् ॥१॥

मोक्षमूलं गुरोः कृपा ।

॥ विजयते श्रीबालकृष्णः प्रभुः ॥

# પ્રસ્તાવના.

શ્રીમદ્વલ્લભાધીશ્વરની કરૂણાથી આ એક નાનું પણ નિત્ય પાઠ કરવા યોગ્ય, સ્મરણ કરવા યોગ્ય પુસ્તક વૈષ્ણવોના કરકમલમાં અર્પણ કરતાં મને ઘણો જ આનંદ થાય છે.

સંવત ૧૯૬૬ની સાલમાં મુંબઇના મોટા મંદિરવાળા પૂજ્યપાદ આચાર્ય વર્ય ગોસ્વામી શ્રી ૧૦૮ **શ્રીગોકુલનાથજી મહારાજ** આપણા માણસા ગામમાં પધાર્યા, અને અત્રેના વૈષ્ણવો ઉપર અનહદ કૃપા કરીને વચનામૃત વડે વૈષ્ણવોની ધાર્મિક લાગણીને જાગૃત કરીને એક એવી સંસ્થાની સ્થાપના આપશ્રીએ પોતાના શ્રીહસ્તે જ કરી, કે જે સંસ્થા નિરંતર વૈષ્ણવોમાં અનેક રીતે ધર્મ સંબંધી ચર્ચા ચાલુ કરે. આ સંસ્થા તે આપણા ગામનાં અત્યારે ભૂષણરૂપ થઈ પડેલી **"શ્રીગોકુલનાથ પુસ્તકાલય"** એ નામની સંસ્થા છે. આ સંસ્થા આપે ઉપર જણાવેલી સાલમાં અસાડ સુદ ૪ ને રવિવારે સ્થાપી હતી. વિદ્વદ્રત્ન મહારાજશ્રીના સદુપદેશથી અત્રેના દરેક વૈષ્ણવોનાં હૃદયમાં પૂર્ણ ઉત્સાહ પ્રકટ થયો અને અહિંના જાણીતા નાગર વાણીયા, દીસાવાળ, સોની, કંસારા વગેરે જ્ઞાતિના સદ્ગૃહસ્થો તનમન અને ધનથી ઉપર જણાવેલી સંસ્થાના સહાયક થઇ પડયા છે. આપણા પ્રાણથી પણ પ્રિય ધર્મનું રહસ્ય સમજાવનારાં વ્યાખ્યાનો આ સંસ્થાદ્વારા અનુભવી વૈષ્ણવ વિદ્વાનો આપે છે. વળી હાલમાં આશરે પચાસથી સાઠ વૈષ્ણવ બાલકો આ પુસ્તકાલયમાં ધર્મ શિક્ષણ લેવા ઉમંગથી આવે છે. શુદ્ધ અને કોમળ હૃદયવાળાં બાળકોનાં હૃદયમાં પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતોની ઉંડી અસર થવા માટે શ્રીમહાપ્રભુજી અને તેઓશ્રીના વંશમાં પ્રકટ થયલા મહાનુભાવોની બાલકોના ગ્રંથોનું શિક્ષણ આપવાની વ્યવસ્થા આ સંસ્થાએ કરી છે. જેને

આપણા વૈષ્ણવ બંધુઓએ સારી રીતે ઉત્તેજન આપ્યું છે. માણસા જેવા નાના ગામમાં આપણા ધર્મની સમજણ લઇ શકાય તેવી યોજના થઇ છે, તે ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજની પરમ કૃપાનુંજ ફળ છે

# ગ્રંથપરિચય.

આપણા સંપ્રદાયમાં અનેક સ્તોત્ર ગ્રંથો નિત્ય નિયમના પાઠના ગુટકામાં જોવામાં આવે છે. એમાંથી સુંદર રાગવાળા બાલકોને ઉમંગથી શિખવાની હોંશ થાય તેવા, એની અજમાયશ કરેલા ત્રણ સ્તોત્ર ગ્રંથો ગુજરાતી ભાષાંતર સાથે છપાવવામાં આવ્યા છે. આ ત્રણ ગ્રંથોનો ટુંકમાં અહિં પરિચય આપવામાં આવે છે.

પહેલો ગ્રંથ **પ્રાતઃસ્મરણ** છે. આ ગ્રંથના પ્રકટ કરનાર શ્રીહરિરાયજી છે. એમાં માત્ર ૭ શ્લોક છે. એ છએ શ્લોકમાં શ્રીમદ્વલ્લભાધીશ્વરના દ્વિતીય કુમાર શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુચરણનું સુમંગલ સ્મરણ છે. પુષ્ટિમાર્ગનાં તત્ત્વોમાં શ્રીવિઠ્ઠલનાથજી-શ્રીગુસાંઈજી પણ તત્ત્વરૂપ છે. તેમનાં સ્વરૂપનું ચિંતન અને તેમનાં મંગલમય નામોનું સ્મરણ જો પ્રાતઃકાલમાં કરવામાં આવે તો આખો દિવસ શુભ રીતે પસાર થાય અને સ્વપ્ને પણ કલેશ રહે નહિ. 'શ્રીવલ્લભાખ્યાન'ના પ્રારંભમાં મહાનુભાવી શ્રીગોપાલદાસજી પણ "વંદુ શ્રી વિઠ્ઠલવર સુંદર નવઘન શ્યામ તમાલ" એ પદમાં શ્રીગુંસાઈજીને વંદન કરે છે. "શ્રીવલ્લભના વંશમાં સહુ શ્રીવલ્લભરૂપ" એ દયારામ ભાઇના ઉચ્ચ ઉદ્ગાર પ્રમાણે પણ શ્રીમહાપ્રભુજી અને તેમના વંશમાં કોઇ લેશપણ ભેદભાવ લાવવાનો નથી. શ્રીગુસાંઇજીનાં નામસ્મરણથી સર્વ રીતે દિવસ આખો આનંદમાં જાય છે અને શ્રીનંદરાજકુમારની કૃપા થાય છે.

બીજો ગ્રંથ **શ્રીગોકુલેશાષ્ટક** છે. આ ગ્રંથ શ્રીમદગ્નિકુમાર શ્રી ગુસાંઈજીના પાંચમા લાલજી શ્રીરઘુનાથજીએ રચેલો છે. એ ગ્રંથમાં પુષ્ટિ માર્ગીય સેવ્ય પ્રભુનું સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. શ્રીગુસાંઈજીએ અણુભાષ્યની સમાપ્તિમાં લખ્યું છે કે:—

**जानीत परमं तत्त्वं यशोदोत्सङ्गलालितम् ॥**
**तदन्यदिति ये प्राहुरासुरांस्तानहो बुधाः ॥१॥**

અન્ય સ્થળે પણ આપશ્રી આજ્ઞા કરે છે કે:—

**सदा सर्वात्मना सेव्यो भगवान् गोकुलेश्वरः ॥**

શ્રી વ્રજના સ્વામી શ્રી ઠાકુરજીનાં સ્વરૂપનું અને વ્રજમાં કરેલી અનેક લીલાનું સ્મરણ આ ગ્રંથ કરાવે છે. જેમજેમ વધારે વાર પાઠ થતો જાય તેમ તેમ લીલારસનો પણ વધારે અનુભવ થતો જાય

ત્રીજો ગ્રંથ શ્રીરાસલીલામૃત છે. આ ગ્રંથ મુંબઇવાળા નિત્યલીલાસ્થ શ્રી ગોકુલાધીશજી મહારાજનો રચેલો છે. આ ગ્રંથ વ્રજ ભાષામાં છે. ફલ પ્રકરણમાં શ્રી શુકદેવજીએ વર્ણવેલી આનંદમય રસાત્મક લીલાનું વર્ણન આ ગ્રંથમાં છે.

ઉપર પ્રમાણે પુષ્ટિમાર્ગનાં રહસ્યથી છલકાતા આ ત્રણ ગ્રંથોનો નિત્ય પ્રતિ પાઠ કરવાની સવડ કરી આપવા માટે આ ગ્રંથ છપાવ્યો છે. અમારી વિનતિ છે કે વૈષ્ણવ બંધુઓ આ ત્રણે ગ્રંથોનો પાઠ દરરોજ સવારમાં કરશે અને આ પ્રયાસને સફળ કરીને અમારી આશા ફળીભૂત કરવા શ્રમ લેશે જ.

આ ઉપરાંત બાલકોનાં કુમળા મગજમાં નીતિની ઉંચી છાપ બેસારવા માટે કેટલાક સામાન્ય નીતિના પણ શ્લોકો અર્થ સાથે છેલ્લે આપ્યા છે.

આ પુસ્તક પ્રકટ કરવામાં મુંબઇવાળા રા. રા. વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી તથા માણસાનાં મંદિરના પુરાણી ડાહ્યાલાલ ત્રિભુવનદાસ, એઓએ જે સહાયતા અર્પી છે, તે બદલ તેમનો અત્રે આભાર માનવામાં આવે છે.

# વિનતિ.

ચોરાશી લક્ષયોનિમાં મનુષ્યાવતાર સંસાર સમુદ્ર તરવાનું એક નાવ છે. કેવલ ધન પેદા કરવામાં તેમજ મોજ મજાહમાં રાત્રિદિવસ નિર્ગમન કરતાં ફકત પ્રાતઃસમયે ઓછામાં ઓછો એક કલાક પ્રભુ સેવામાં ગાળવાથી દિવસ સફલ થઇ જાય તેમજ રાત્રે એક કલાક સત્સંગ કરવાથી રાત્રિનો કાલ ઉત્તમ રીતે ગાળેલો કહેવાય. અને પૈસા કમાયાનું સાર્થક કયારે કહેવાય કે થોડોક અંશ સદ્દમાર્ગે વાપરવામાં આવે. નહિતર પૃથ્વીમાં એક ભાર રૂપ કહેવાય એ અને પશુ ને ઝાડ કરતાં હીન યોનિમાં ગણાઇએ.

# આભાર.

## શ્રી ગોકુલનાથ પુસ્તકાલય-માણસા

આ સંસ્થામાંથી પુસ્તકો પ્રકટ કરવા માટે નીચે જણાવેલા ગૃહસ્થોએ ઉદારતાથી જે આર્થિક સહાયતા કરી છે, તે બદલ તેમનો અત્રે આભાર માનીએ છીએ.

૧. શા. પીતાંબરદાસ રાજારામ.

૨. શા. ધરણીધર જેઠારામ.

૩. શેઠ વિઠ્ઠલદાસ અનોપચંદ.

૪. શેઠ હાથીભાઇ બલાખીદાસ.

૫. શેઠ ગિરધરલાલ ગુલાબચંદ.

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

॥ मङ्गलाचरण[illegible] ॥

मु[illegible]लं नयनविशालं नमामि गोपाल[illegible] ॥
कस[illegible]भितभालं गोकुलपालं नमामि गोपालम् ॥१॥

पुष्टिमार्गीयसर्वज्ञः करुणारसपूरितः ॥
श्रेष्ठ[illegible] च तस्मै श्रीगुरवे नमः ॥२॥

श्रीहरिरायमहाप्रभुप्रणीतं

# ॥ प्रातःस्मरणम् ॥

( वसंततिलका छंद )

प्रातः स्मरेद् भगवतो वरविठ्ठलस्य
पादा[illegible]युगलं सकलार्थसिद्ध्यै ॥
यो वै [illegible]तमसा पिहितं स्वभक्ते
प्रातः शमादिव[illegible]रोदितातिग्मरश्मिः ॥१॥

પ્રાતઃ સ્મરેદ્‌ ભગવતો વરવિઠલસ્ય

પાદારવિંદ યુગલં સકલાર્થસિદ્ધયૈ ॥

યો વૈ વિતર્કતમસા પિહિતં સ્વભક્તં

પ્રાતઃ શમાદિવપુરોદિતતિગ્મરશ્મિઃ ॥૧॥

ભાવાર્થઃ—છ [1]ધર્મથી યુક્ત સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ શ્રી વિઠ્ઠલવરનાં બન્ને ચરણકમલોનું સકલ અર્થ સિદ્ધ થવા માટે પ્રાતઃકાલમાં સ્મરણ કરવું જોઇએ. જે શ્રી ગુસાંઇજી કુતર્ક રૂપી અજ્ઞાન-અંધકારથી ઢંકાયલા ભકતને સૂર્યરૂપ થયા છે.

प्रातः स्मरेन्नमन निर्वृतिदं मुरारेः

पूर्णावतारवरविठ्ठलपादपद्मम् ॥

मायाविकृत्यगहनं गतबन्धुलोके

यो वै स्वमार्गमनयत्कृपया प्रपन्नम् ॥२॥

પ્રાતઃ સ્મરેન્નમનનિર્વૃતિદં મુરારેઃ

પૂર્ણાવતારવરવિઠ્ઠલપાદપદ્મમ્ ॥

માયાવિકૃત્યગહનં ગતબંધુલોકે

યો વૈ સ્વમાર્ગમનયત્કૃપયા પ્રપન્નમ્ ॥૨॥

ભાવાર્થઃ—નમન માત્ર કરવાથી સુખનું દાન કરનાર એવા શ્રી વિઠ્ઠલેશ્વરનાં ચરણકમલનું પ્રભાતમાં સ્મરણ કરવું. માયાવાદીઓનાં કૃત્યરૂપી ભયંકર અરણ્યમાં જતા લોકોમાંથી શરણે આવેલાને પોતાના માર્ગની પ્રાપ્તિ કરાવનાર એવા શ્રી ગુસાંઇજી છે. ૨

---

૧. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય, એ ભગવાનના છ ધર્મો છે.

प्रातर्भजेदमलमूर्तिमनन्तशक्तेः
श्रीविठ्ठलस्य जनतापहरस्य नित्यम् ॥
यो वै जनस्य शतजन्मकृतापराधं
पादानतस्य कृपयापनुनोद सत्यम् ॥३॥

પ્રાતર્ભજેદમલમૂર્તિમનંતશક્તેઃ
શ્રીવિઠ્ઠલસ્ય જનતાપહરસ્ય નિત્યમ્ ॥
યો વૈ જનસ્ય શતજન્મ કૃતાપરાધં
પાદાનતસ્ય કૃપયાપનુનોદ સત્યમ્ ॥૩॥

ભાવાર્થઃ—નિજ જનના તાપને હરનાર અને અનંત શક્તિમાન્ એવા શ્રી વિઠ્ઠલવરનાં નિર્મલ સ્વરૂપનું નિત્ય સેવન કરવું. જે શ્રી ગુસાંઇજીએ પોતાનાં ચરણકમલમાં નમેલા જીવના સો જન્મના અપરાધોનો ખચિત જ નાશ કર્યો છે. ૩

प्रातर्नता भजत भक्तजनाः सशिष्या
नारायणं नरवरं द्विजविठ्ठलेशम् ॥
धर्मार्थकामभवमोक्षदमंहसोऽरिं
संसारदुःखशमनं गुरुमादिदेवम् ॥४॥

પ્રાતર્નતા ભજત ભક્તજનાઃ સશિષ્યા
નારાયણં નરવરં દ્વિજવિઠ્ઠલેશમ્ ॥
ધર્માર્થકામભવમોક્ષદમંહસોરિં
સંસારદુઃખશમનં ગુરૂમાદિદેવમ્ ॥૪॥

**ભાવાર્થ:**—હે શિષ્યસહિત ભક્તજનો! નારાયણરૂપ, બ્રાહ્મણરૂપ, પુરૂષોત્તમસ્વરૂપ એવા શ્રીવિઠ્ઠલેશ્વરને પ્રભાતમાં નમન કરીને ભજો. શ્રી વિઠ્ઠલેશ્વર ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારા, પાપને કાપનારા, સંસારના દુઃખોને શમાવનારા આદિદેવ ગુરુ છે, માટે એઓશ્રીને નમીને ભજો. ૪

प्रातर्जना गदत नाम नरोत्तमस्य
श्रीविठ्ठलस्य हरिवल्लभवल्लभस्य ॥
इष्टार्थदं सुखकरं मतिमानदं च
सर्वाघशोकशमनं गदतो नरस्य ॥५॥

પ્રાતર્જના ગદત નામ નરોત્તમસ્ય
શ્રીવિઠ્ઠલસ્ય હરિવલ્લભવલ્લભસ્ય ॥
ઇષ્ટાર્થદં સુખકરં મતિમાનદં ચ
સર્વાઘશોકશમનં ગદતો નરસ્ય ॥૫॥

**ભાવાર્થ:**—હે ભક્તજનો! શ્રી હરિના પ્રિય એવા શ્રીમહાપ્રભુજીના લાડીલા પૂર્ણ પુરૂષોત્તમ સ્વરૂપ શ્રી વિઠ્ઠલનાથજીનું નામ પ્રભાતમાં બોલો. શ્રીવિઠ્ઠલ એમ બોલનારાને એ નામ ઇષ્ટ અર્થને આપનારૂં, સુખ કરનારૂં, બુદ્ધિ અને માન આપનારૂં તેમજ સર્વ પાપ અને શોકને શમાવનારૂં છે.

यः श्लोकपञ्चकमिदं सततं पठेच्चेत्
स स्यात् सुखी [illegible]त्रयी विदुषां वरिष्ठः ॥

देवोपदेवगणभीतिहरं च हारं
सर्वावतारशमनं हरितोषणं च ॥६॥

યઃ શ્લોક પંચકમિદં સતતં પઠેચ્ચેત
સ સ્યાત્ સુખી સુવિષયી વિદુષાં વરિષ્ઠઃ ॥
દેવોપદેવગણભીતિહરં ચ હારં
સર્વાવતારશમનં હરિતોષણં ચ ॥૬॥

**ભાવાર્થ:**—દેવો, ઉપદેવો, મહાદેવજીના ગણો તરફની બીકને હરનારા, મનોહર, સર્વ અવતારોમાંની પ્રીતિને શમાવનારાં, શ્રીહરિને સંતોષ ઉપજાવનારા આ પાંચ શ્લોકોને જે નિરંતર ભણે તે સુખી થાય, વિદ્વાનોમાં શ્રેષ્ઠ થઈને ભગવદ્ધર્મમાં પરાયણ થાય.

॥ इति श्रीहरिरायकृतं प्रातःस्मरणं समाप्तम् ॥

श्रीरघुनाथजीकृतं

# श्रीगोकुलेशाष्टकम्

नंद गोप भूप वंश भूषणं विदूषणम्
भूमि भूति भूरि भाग्यभाजनं भयापहम् ॥
धेनु धर्म रक्षणावतीर्ण पूर्ण विग्रहं
नील वारि वाह कांति गोकुलेश आश्रये ॥१॥

નંદ ગોપ ભૂપ વંશ ભૂષણં વિદૂષણમ્
ભૂમિ ભૂતિ ભૂરિ ભાગ્યભાજનં ભયાપહમ્ ॥

ધેનુ ધર્મ રક્ષણાવતીર્ણ પૂર્ણ વિગ્રહં
નીલ વારિ વાહ કાંતિ ગોકુલેશમાશ્રયે ॥૧॥

**ભાવાર્થ:**—ગોપોના રાજા શ્રીનંદરાયજીનાં કુલને દીપાવનારા શુદ્ધ સ્વરૂપ, પૃથ્વીની સકલ સમૃદ્ધિ અને મોટા ભાગ્યના પાત્ર રૂપ સંસારના ભયને દૂર કરનારા, ગાયો અને ધર્મનું રક્ષણ કરવાને પૂર્ણ રૂપે પ્રકટ થયલા મેઘના સમાન કાંતિવાળા એવા શ્રીગોકુલેશ પ્રભુનો હું આશ્રય કરૂં છું. ૧.

**गोप बाल सुंदरी गणावृतं कलानिधिं**
**रास मंडली विहार कारि काम सुंदरम् ॥**
**पद्मयोनि शंकरादि देव वृंद वंदितं**
**नील वारि वाह कांति गोकुलेशमाश्रये ॥२॥**

ગોપ બાલ સુંદરી ગણા વૃતં કલાનિધિં
રાસ મંડલી વિહાર કારિ કામ સુંદરમ્ ॥
પદ્મ યોનિ શંકરાદિ દેવ વૃંદ વંદિતં
નીલ વારિવાહ કાંતિ ગોકુલેશમાશ્રયે ॥૨॥

**ભાવાર્થ:**—ગોપબાલક અને કુમારિકાઓના સમૂહથી વિંટાયલા સંપૂર્ણ કલાવાન **साक्षान्मन्मथमन्मथ** એ વાકયાનુસારે કામદેવથી મનોહર સુંદર સ્વરૂપથી રાસમંડળમાં રમણ કરનારા, બ્રહ્મા શંકરાદિ તમામ દેવોએ અભિવંદન કરેલા મેઘના સમાન ઘનસ્યામ સ્વરૂપ એવા શ્રીગોકુલેશ પ્રભુનો આશ્રય કરૂં છું. ૨.

गोपराज रत्न राजि मंदिरानुरिंगणं
गोप बाल बालिका कलानुरुद्ध गायनम् ॥
सुंदरी मनोज भाव भाजनांबुजाननं
नील वारि वाह कांति गोकुलेशमाश्रये ॥३॥

ગોપરાજ રત્નરાજિમંદિરાનુરિંગણં
ગોપ બાલ બાલિકા કલાનુરૂદ્ધ ગાયનમ્ ॥
સુંદરી મનોજ ભાવ ભાજનાંબુજાનનં
નીલ વારિ વાહ કાંતિ ગોકુલેશમાશ્રયે ॥૩॥

**ભાવાર્થ:**—નંદરાયજીના મણિમય મંદિરમાં બાલ સ્વરૂપથી જાનુરિંગણ લીલા ખેલનારા, ગોપબાલકન્યાઓના મધ્યમાં અવ્યક્ત મધુર ગાન કરનારા, વ્રજ સુંદરી ગોપીજનોના મનોહર ભાવના પાત્ર રૂપ કમલ સમ સુંદર શ્રી મુખવાલા, મેઘ સમાન ઘનશ્યામ સ્વરૂપ એવા શ્રીગોકુલેશ પ્રભુનો આશ્રય કરૂં છું. ૩.

कंस केशि कुंजराज दुष्ट दैत्य दारणं
चेंद्र सृष्ट वृष्टि वारि वारणोद्धृताचलः ॥
कामधेनु कारिताभिधान गान शोभितं
नील वारि वाह कांति गोकुलेशमाश्रये ॥४॥

કંસ કેશિ કુંજરાજ દુષ્ટ દૈત્ય દારણં
ચેંદ્ર સૃષ્ટ વૃષ્ટિ વારિ વારણોદ્ધૃતાચલમ્ ॥

કામધેનુ કારિતાભિધાન ગાન શોભિતં
નીલ વારિ વાહ કાંતિ ગોકુલેશમાશ્રયે ॥૪॥

**ભાવાર્થ:**—કંસ, કેશી દૈત્ય, કુવલયા હાથી વગેરે દુષ્ટ દૈત્યોનો નાશ કરનારા, ઇંદ્રે વરસાવેલ (જલ) પાણીને નિવારણ કરવા શ્રીમાન્ ગિરિરાજજીને ધારણ કરનારા, કામધેનુ ગાયે સુંદર સ્તુતિથી ગાયેલા, અલૌકિક શોભાયમાન, મેઘ સમાન ઘનસ્યામ સ્વરૂપ એવા શ્રી ગોકુલેશ પ્રભુનો આશ્રય કરૂં છું. ૪.

गोपिका गृहांत गुप्त गव्य चौर्य चंचलं
दुग्ध भांड भेद भीतलज्जितास्य पंकजम् ॥
धेनु धूलि धूसरांग शोभि हार नूपुरं
नीलवारि वाह कांति गोकुलेशमाश्रये ॥५॥

ગોપિકા ગૃહાંત ગુપ્ત ગવ્ય ચૌર્ય ચંચલં.
દુગ્ધ ભાંડ ભેદ ભીત લજ્જિતાસ્ય પંકજમ્ ॥
ધેનુ ધૂલિ ધૂસરાંગ શોભિહાર નૂપુરં
નીલ વારિ વાહ કાંતિ ગોકુલેશમાશ્રયે ॥ ૫ ॥

**ભાવાર્થ:**—ગોપીજનોના ઘરમાં ગુપ્ત મુકેલાં દહીં દુધ. માંખણ વગેરેની ચોરી કરવામાં ચંચલ (ચપલ), જે ઘરમાંથી દહીં-દુધ ન મલે તો ખાલી પાત્રો-વાસણોને ફોડી નાંખે છે ત્યારે વ્રજરત્નાઓ ગોપીજનો યશોદાજીની આગલ ઠપકો દેવા આવે છે, ત્યારે માતાની પાસે ભયયુક્ત મુખારવિંદ કરતા, ગાયોની રજ શ્રીઅંગે લાગવાથી ધુસરા અંગવાલા નૂપુર અને હાર ધારણ કરવાથી બહુજ સુશોભિત,

મેઘના સમાન ઘનશ્યામ સ્વરૂપ એવા શ્રીગોકુલેશ પ્રભુનો આશ્રય કરૂં છું.

वत्स धेनु गोप बाल भीषणास्य वन्हिपं
केकिपिच्छ कल्पितावतंस शोभिताननम् ॥
वेणु वाद्य मत्त घोष सुंदरी मनोहरं
नीलवारि वाह कांति गोकुलेशमाश्रये ॥६॥

વત્સ ધેનુ ગોપ બાલભીષણાસ્ય વન્હિપં
કેકિપિચ્છ કલ્પિતાવતંસ શોભિતાનનમ્ ॥
વેણુ વાદ્ય મત્ત ઘોષ સુંદરી મનોહરં
નીલ વારિવાહ કાંતિ ગોકુલેશમાશ્રયે ॥૬॥

ભાવાર્થઃ—વાછડાં, ગાયો, ગોપબાલ વગેરેને ભય પમાડતા દાવાનળનું પાન કરનારા, મોરપિચ્છના કલગી, તોરા મસ્તકે ધરવાથી શોભાયમાન શ્રીમુખવાલા વેણુનાદ કરી વ્રજરત્ના શ્રીગોપીજનોના મનને હરનારા, મેઘના સમાન ઘનશ્યામ સ્વરૂપ એવા શ્રીગોકુલેશ પ્રભુનો આશ્રય કરૂં છું. ૬.

गर्वितामरेंद्र कल्प कल्पितान्न भोजनं
शारदारविंद वृंद शोभि हंसजारतम् ॥
दिव्य गंध लुब्ध भृंग पारिजात मालिनं
नील वारि वाह कांति गोकुलेशमाश्रये ॥७॥

ગર્વિતામરેંદ્ર કલ્પ કલ્પિતાન્ન ભોજનં
શારદારવિંદ વૃંદ શોભિ હંસજારતમ્

દિવ્ય ગંધ લુબ્ધ ભ્રૃંગ પારિજાત માલિનં
નીલ વારિ વાહ કાંતિ ગોકુલેશમાશ્રયે ॥૭॥

**ભાવાર્થ:**—ગવિષ્ઠ ચંદ્રના નિમિત્તે કલ્પેલા અન્નને શ્રીગોવર્ધનધર સ્વરૂપથી આરોગનારા, પ્રફુલ્લિત કમલનાં સમૂહ જેમાં શોભી રહ્યાં છે, એવાં શ્રી યમુનાંજીમાં અત્યંત પ્રીતિવાળા, જેની સુગંધથી ભ્રમરો લોભી રહ્યા છે એવાં કલ્પવૃક્ષનાં પુષ્પોની માલા ધારણ કરનારા ઘનસ્યામ સ્વરૂપ એવા શ્રીગોકુલેશ પ્રભુનો આશ્રય કરૂં છું. ૭.

**वासरावसान गोष्ठगामि गोगणानुगं**
**धेनु दोह देह गेह मोह विस्मय क्रियम् ॥**
**स्वीय गोकुलेश दान दक्ष भक्त रक्षणं**
**नील वारि वाह कांति गोकुलेशमाश्रये ॥८॥**

વાસરાવસાન ગોષ્ઠ ગામિ ગોગણાનુગં
ધેનુ દોહ દેહ ગેહ મોહ વિસ્મય ક્રિયમ્ ॥
સ્વીય ગોકુલેશ દાન દક્ષ ભક્ત રક્ષણં
નીલ વારિ વાહ કાંતિ ગોકુલેશમાશ્રયે ॥૮॥

**ભાવાર્થ:**—સાયંકાલે વ્રજમાં આવતી ગાયોના યૂથની પાછળ પધારતા, ગાયોનું દોહન કરતાં પ્રભુ ભકતજનોને દેહ તથા ઘર વગેરેનું ભાન ભુલાવી મોહ પમાડીને વિસ્મય કરનારા ગોકુલેશપ્રભુનાં સ્વરૂપનું દાન કરીને પોતાના યોગ્ય ભકત જનોનું રક્ષણ કરનારા ઘનશ્યામ સ્વરૂપ એવા શ્રી ગોકુલેશ પ્રભુનો આશ્રય કરૂં છું. ૮.

**॥ इति श्रीरघुनाथजी कृतं श्रीगोकुलेशाष्टकं समाप्तम् ॥**

# रासलीलागत.

बजत कुंजमें मंजु बांसुरी व्रज वधू बधी प्रेमरासरी ॥
घर तज्यो गइ कृष्ण पासरी शरदचंद कीनो उजासरी ॥१॥
બજત કુંજમેં મંજુ બાંસુરી વ્રજ વધૂ બધી પ્રેમરાસરી ॥
ઘર તજ્યો ગઈ કૃષ્ણ પાસરી શરદ ચંદ કીનો ઉજાસરી ॥૧॥

हरि कियो जबे मंद हासरी निरखि के भयो ताप नासरी ॥
सुमन कुंज राजे विकासरी भ्रमर पुंज गुंजे सुवासरी ॥२॥
હરિ કીયો જબે મંદ હાસરી નિરખિ કે ભયો તાપ નાસરી ॥
સુમન કુંજ રાજે વિકાસરી ભ્રમરપુંજ ગુંજે સુવાસરી ॥૨॥

गुनभरी तीया रूपरासरी पुन प्रबीन है प्रेम गांसरी ॥
अतनु मोद भावप्रकासरी मिल गुपाल कीनें विलासरी ॥३॥
ગુનભરી તીયા રૂપરાસરી પુન પ્રબીન હેં પ્રેમ ગાંસરી ॥
અતનુ મોદ ભાવપ્રકાસરી મિલ ગુપાલ કીનેં વિલાસરી ॥૩॥

मद गुमानहो जान तासुरी हृदयमें छिपे श्रीनिवासरी ॥
विरह जात बाढ्यो हुतासरी तरुलतान पूछे उदासरी ॥४॥
મદ ગુમાનહો જાન તાસુરી હૃદયમેં છિપે શ્રીનિવાસરી ॥
વિરહ જાત બઢયો હુતાસરી તરૂલતાન પૂછે ઉદાસરી ॥૪॥

सघनकुंज कीनी तलासरी गुनकथा रची याही आसरी ॥
भरतनेंन उंचेउसासरी करी कृपामिले पीतवासरी ॥५॥

સઘનકુંજ કીની તલાસરી ગુન કથા રચી યાહી આસરી ॥
ભરત નેંન ઉંચેઉસાસરી કરી કૃપા મિલે પીતવાસરી ॥૫॥

वदनकंजहे चारुहांसरी मदनमान जातें निरासरी ॥
करगहेजुरी आसपासरी भरतअंक बाढ्यो हुलासरी ॥

વદન કંજ હે ચારૂ હાંસરી મદન માન જાતેં નિરાસરી ॥
કર ગહે જુરી આસ પાસરી ભરત અંક બાઢયો હુલાસરી ॥૬॥

अधरपान कीनेहुं प्यासरी मिटत नांहि जेसे उपासरी ॥
लिपट श्यांमसूं एसि भासरी घनसुदामिनी भाद्रमासरी ॥७॥

અધરપાન કીનેહું પ્યાસરી મિટત નાંહિજે સે ઉપાસરી ॥
લિપટ શ્યાંમસું એસિ ભાસરી ઘન સુદામિની ભાદ્રમાસરી ॥૭॥

करत कृष्णके संग रासरी सरस राग गावें खुलासरी ॥
सुरजु सप्त नीके निठासरी सुरज बीन बाजें मिठासरी ॥८॥

કરત કૃષ્ણકે સંગ રાસરી સરસ રાગ ગાવેં ખુલાસરી ॥
સુરજુ સપ્ત નીકે નિઠાસરી સુરજ બીન બાજેં મિઠાસરી ॥૮॥

बजत मंजु मंजीर लासरी नचत मोर छांडे अवासरी ॥
सुर विमान छाये अकासरी परत पुष्पवृष्टि तहां सुरी ॥९॥

બજત મંજુમંજીર લાસરી નચત મોરછાંડે અવાસરી ॥
સુર વિમાન છાયે અકાસરી પરત પુષ્પ વૃષ્ટિ તહાં સુરી ॥૯॥

कट गइ तबे गेह फांसरी हट गयो जु संसार त्रासरी ॥
चरनमांज दीजेनिवासरी शरण गोकुलाधीश दासरी ॥१०॥

કટ ગઈ તબે ગેહ ફાંસરી હટ ગયોજુ સંસાર ત્રાસરી ॥
ચરનમાંજ દીજે નિવાસરી શરણ ગોકુલાધીશ દાસરી ॥૧૦॥

इति श्रीमद्गोस्वामिवर्य श्रीगिरधरजीसुत श्रीगोकुला
धीशविरचिता रासलीलामृतश्लोकाः समाप्ताः ॥

॥ ઇતિ શ્રી રાસલીલામૃત સમાપ્ત ॥

॥ ઇતિશમ્ ॥



# नीति अने सामान्य धर्म

## ધર્માગ્રહ.

न धर्मपरता नैव धर्ममार्गे मनोगतिः ॥
न भक्तिर्ज्ञानवैराग्ये वृथा तज्जन्म भूतले ॥१॥

श्रीहरिरायजी.

**અર્થઃ**—જેનામાં ધર્મપરાયણપણું નથી, જેનાં મનની વળણ ધર્મમાર્ગમાં નથી, જેની જ્ઞાન અને વૈરાગ્યમાં ભક્તિ નથી, તેનો જન્મ ભૂતલ ઉપર નકામો છે.

## માતપિતાની સેવા.

पित्रोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ॥
तेषु हि त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥२॥

मनुस्मृति.

**અર્થઃ**—માતપિતાનું હમેશાં પ્રિય કાર્ય કરવું, અને આચાર્યનું પણ પ્રિય કાર્ય કરવું. કારણ કે તેઓ ત્રણે પ્રસન્ન થાય તો બધાં તપ પૂરાં થાય છે.

## સામાન્ય ધર્મ.

अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ॥
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्ये [illegible]ः ॥३॥

मनुस्मृति.

અર્થ:—હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, પવિત્રતા રાખવી, ઈંદ્રિયોનો નિગ્રહ કરવો એ ચારે વર્ણ માટેનો સંક્ષેપમાં ધર્મ મનુએ કહ્યો છે

सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यमप्रियम् ॥
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥४॥

અર્થ:—સાચું બોલવું, પ્રિય બોલવું, પ્રિય ન લાગે તેવું સત્ય કહેવું નહિ; પ્રિય લાગે તેવું જુઠું પણ બોલવું નહિ; એ સનાતન ધર્મ છે.

## વિદ્યા.

विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ॥
पात्रत्वाद्धनमाप्नोति धनाद्धर्मं ततः सुखम् ॥५॥

અર્થ:—વિદ્યા વિનયને આપે છે. વિનયથી પાત્રપણાને પ્રાપ્ત કરે છે. પાત્રતાથી ધન મેળવે છે, ધનથી ધર્મ અને ધર્મથી સુખ પ્રાપ્ત થાય છે.

## ઉદ્યમ.

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ॥
षडेते यत्र तिष्ठन्ति तत्र दैवं सहायकृत् ॥६॥

અર્થ:—ઉદ્યમ, સાહસ, ધીરજ, બુદ્ધિ, શક્તિ, અને પરાક્રમ, એ ૭ જ્યાં રહે છે, ત્યાં દૈવ સહાય કરે છે.

## ગુરૂ ભક્તિ.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥७॥

અર્થ:—જેને દેવ ઉપર પરમભક્તિ હોય, અને દેવના જેવીજ ગુરુઉપર પણ ભક્તિ હોય, તે મહાત્માને શાસ્ત્રોક્ત પુરુષાર્થો પ્રકાશે છે. સિદ્ધ થાય છે.

## પૂજ્ય વર્ગ.

मातृ पितृ गुरु स्वामि भ्रातृ पुत्र सखिष्वपि ॥
न विरुध्येन्नापकुर्यान्मनसापि मनागपि ॥८॥

અર્થ:—માતા પિતા, ગુરુ. સ્વામી, ભાઇ, પુત્ર અને મિત્રો સાથે મનથી પણ લેશ માત્ર વિરોધ કરવો નહિ.

## 'આહાર તેવો ઓડકાર.'

दीपो भक्षयते ध्वान्तं कज्जलं च प्रसूयते ॥
यदन्नं भक्षयेन्नित्यं तादृशी जायते मतिः ॥९॥

અર્થ:—દીવો અંધારાનું ભક્ષણ કરે છે, માટેજ કાજળને જન્મ આપે છે. એવીજ રીતે જેવું અન્ન રોજ ખાવામાં આવે તેવી બુદ્ધિ થાય છે.

## વેપાર કેવો કરવો?

अकृत्वा परसन्तापमगत्वा खलमन्दिरम् ॥
अक्लेशयित्वा चात्मानं यदल्पमपि तद्बहु ॥१०॥

અર્થ:—પારકાને નહિ સંતાપતાં, દુષ્ટને ઘેર ન જતાં, પોતાને પણ કલેશમાં નાંખ્યા વિના વેપાર કરવો, તેમ કરતાં થોડું મળે તો પણ તે ઘણું સમજવું.

## કુલીનતા.

**नमन्ति शालिनो वृक्षाः नमन्ति कुलिनो जनाः ॥**
**शुष्ककाष्ठं च मूर्खाश्च न नमन्ति कदाचन ॥११॥**

**અર્થ:**—ફળવાળાં વૃક્ષો નમે છે, તેમ કુલીન માણસો નમે છે. સુકાયલું લાકડું અને મૂર્ખ લોકો તો કદી નમતાજ નથી.

## સંભાષણ કેવું કરવું?

**प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यन्ति जन्तवः ॥**
**तस्मात्तदेव वक्तव्यं वचने का दरिद्रता ? ॥१२॥**

**અર્થ:**—પ્રિય ભાષણ કરવાથી સર્વ પ્રાણી સંતુષ્ટ થાય છે. તેથી તેવુંજ મધુર ભાષણ કરવું. વચનમાં દરિદ્રપણું શા માટે?

## ઉત્તમ પુરૂષોનાં લક્ષણ.

**भावमिच्छति सर्वस्य नाभावे कुरुते मनः ॥**
**सत्यवादी मृदुर्दान्तो यः स उत्तमपूरुषः ॥१३॥**

**અર્થ:**—સર્વની સત્તાને જે ઇચ્છે અને કોઈના અભાવમાં મન કરે નહિ; સત્યવાદી હોય, દયાળુ હોય, ઇંદ્રિયનિગ્રહવાળો હોય તે ઉત્તમ પુરૂષ જાણવો.

## અધર્મનું ધન કયાં સુધી ટકે?

**अधर्मोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ॥**
**प्राप्ते चैकादशे वर्षे समूलं तु विनश्यति ॥१४॥**

અર્થ:—અધર્મથી મેળવેલું દ્રવ્ય દશ વર્ષ સુધી રહે છે. ૧૧ મું વર્ષ બેસતાંજ તેનો સમૂળ નાશ થઇ જાય છે.

### વિરોધ અને વિવાદ ન કરવો.

**स्वजनेन विरुध्येत न स्पर्धेत बलो ग्रः। ॥**
**न कुर्यान् स्त्रीबालवृद्धमूर्खेषु च विवादनः ॥१५॥**

અર્થ:—પોતાના કુટુંબ સાથે વિરોધ ન કરવો. બળીયા સાથે બાથ ન ભીડવી. સ્ત્રી, બાલક, વૃદ્ધ અને મૂર્ખા સાથે વિવાદમાં ઉતરવું નહિ.

### ભગવદ્ધર્મ.

**कौमार आचरेत् प्राज्ञो धर्मान् भागवतानिह ॥**
**दुर्लभो मानुष्यो देहो देहिनां क्षणभंगुरः ॥१६॥**

અર્થ:—બુદ્ધિમાન્ પુરુષે ભાગવત ધર્મનું કુમાર અવસ્થામાંથી જ આચરણ કરવું. જીવને મનુષ્યદેહ દુર્લભ છે, ક્ષણ ભંગુર છે.

**न स्तुवीत न निन्देत न कुर्यात् साध्वसाधु वा ॥**
**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनः ॥१७॥**

અર્થ:—કોઇની સ્તુતિ તેમ નિંદા કરવી નહિ. સારું કે નરસું કાંઇ કહેવું નહિ. યથા શક્તિ સ્વધર્મનું આચરણ કરવું, અને પર ધર્મથી બચવું. આ શ્લોક શ્રીમહાપ્રભુજીકૃત નિબંધ ગ્રંથમાં છે.

**दम्पत्योः कलहे साक्ष्यं न कुर्यात् पितृपुत्रयोः ॥**
**सुगुप्तकृत्यं मन्त्रः स्यान्न त्यजेच्छरणागतम् ॥**

**અર્થઃ**—પતિ અને પત્ની તથા પિતા અને પુત્ર વચ્ચે કંકાસ થયલો હોય તો તેમાં સાક્ષી પુરવી નહિ. મંત્ર ગુપ્ત રીતેજ થવો જોઇએ. શરણે આવેલાનો ત્યાગ ન કરવો.

**खादन्न गच्छेदध्वानं न च हास्येन भाषणम् ॥**
**शोकं न कुर्यान्नष्टस्य स्वकृतेरपि जल्पनम् ॥**

**અર્થઃ**—ખાતાં ખાતાં ચાલવું નહિ. બહુ હસીને બોલવું નહિ. ગયું હોય તેનો શોક ન કરવો. પોતે જે કર્યું હોય તે કહી ન બતાવવું.

**न मध्याद् गमनं भाषाशालिनोः स्थितयोरपि ॥**
**संलापं नैव शृणुयाद् गुप्तः कस्यापि सर्वदा ॥**

**અર્થઃ**—બે જણા વાત કરતા હોય તેમની વચ્ચેથી નિકળવું નહિ. ખાનગી રીતે કોઇની પણ વાત કોઇ પણ વખતે સાંભળવી નહિ.



# દેહકૃત્ય—આહ્નિક.

પાછલી રાત્રિની પાંચ ઘડી બાકી રહે ત્યારે વૈષ્ણવોએ ઉઠવું. પછી શ્રીહરિ, શ્રી મહાપ્રભુજી, શ્રી ગુસાંઇજી, શ્રી ગુરુદેવ આદિનું સ્મરણ કરવું. સર્વથી પહેલાં શ્રીના ચિત્રજીનું કે ગુરુદેવના ચિત્રનું તથા કંઠીનું દર્શન કરવું, ત્યારબાદ દેહકૃત્ય કરવું. શૌચ જતાં પહેલાં વસ્ત્રથી મોઢું, નાક વગેરે વીંટી દેવાં. મલ ત્યાગ કરતી વખતે બોલવું નહિ. પવિત્ર સ્થળો—જેવાં કે તીર્થ સ્થલ દેવ મંદિરો વગેરેની નજીકમાં મલ ત્યાગ ન કરવો. શૌચ પછી મલમૂત્ર ત્યાગની ઈંદ્રિયોને મૃત્તિકાથી શુદ્ધ કરીને ડાબા હાથને દશવાર અને બન્ને હાથોને સાતવાર માટી અને જલથી ધોવા પછી આઠ કોગળા કરવા. દાતણમાં બાવલનું દાતણ ન કરવું. અંઘેડો, લીમડો વગેરે પવિત્ર તેમજ અતિ ગુણકારી વનસ્પતિનું દાતણ કરવું. દાતણ બાર આંગળનું લાંબુ અને ટચલી આંગળીના ટેરવા જેટલું જાડું લેવું. દાતણ કરતાં એકાદશી કે જયંતીના વ્રતના દિવસોમાં મોંમાં લોહી ન નિકળે તેની સંભાળ રાખવી.

હાલમાં કેટલાક લોકો પીંછીથી પાઉડર ઘસે છે, તે દરેક રીતે નુકશાનકારક છે. શુદ્ધ વનસ્પતિથી શરીરને જે ફાયદા થાય છે, તે બનાવટી પાઉડરોની પીંછીથી થતા નથી. ત્યારબાદ સ્નાન કરવું. સ્નાન કરતી વખતે શ્રી યમુનાજીની તથા ગંગાજીની સ્મૃતિ રાખવી. નહાતી વખતે બોલવું નહિ.

ઉપર પ્રમાણે દેહકૃત્યથી પહોંચીને પહેલાં ચરણામૃત લેવું. ત્યારબાદ લલાટમાં નાકનાં મૂળથી તે મસ્તકના કેશ આવે ત્યાંસુધી **કેશવાય નમઃ** એમ કહીને પ્રસાદી કંકુથી તિલક કરવું. તિલક ટચલી આંગળી પાસેની આંગળીથી કરવું. હૃદયમાં કમળની કળી જેવું કરવું, ભુજા ઉપર વાંસના પત્તા જેવું, તેમજ બીજા અંગોમાં દીવાની જ્યોત જેવું તિલક કરવું. તિલકમાં મુદ્રાઓ પણ કરવાની છે, તે વિસ્તાર ભયથી અત્રે લખેલી નથી. ગોળ, વાકુંચુકું વચમાં, અવકાશ વગરનું, બહુ ટુકું, બહુ લાંબુ, બહુ પહોળું, બહુ ઝીણું, ઝાંખું, છિન્નમૂળ, જલ મેળવ્યા વગરનું એવું તિલક ન કરવું, તિલકમાં ટપકું ન કરવું. તિલક કર્યા વિના કરેલું દરેક લૌકિક, વૈદિક, અથવા તો સેવાકાર્ય નિષ્ફલ થાય છે. તુલસીકાષ્ઠની માળાની પણ તેટલીજ જરૂર છે. જે લોકો તુળસી માળા ધારણ કર્યા વિના પાણી પીએ અને ખાય તે મૂત્ર કે વિષ્ટા બરોબર છે એમ શાસ્ત્રમાં કહ્યું છે ત્યારબાદ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યે સંધ્યા કરવી અને તે પછી દરેક વર્ણે **શ્રીકૃષ્ણ : શરણં મમ** એ અષ્ટાક્ષરનો જપ કરવો. જપ કરતી વેળાએ માળાને ગૌમુખી કે વસ્ત્રથી ઢાંકી રાખવી. પછી પ્રભુની સેવા કરવી. કેમકે શ્રી કૃષ્ણની સેવા નિરંતર કરવી એમ શ્રી મહાપ્રભુજી આજ્ઞા કરે છે. ભગવાનનું નામ કેશવ છે. કેશવ શબ્દનો અર્થ આદ્ય શંકરાચાર્યજીએ એવો કર્યો છે કે;–ક–એટલે બ્રહ્મા, ઇશ–એટલે વિષ્ણુ–વ–એટલે શંકર; એ ત્રણે જેના તાબામાં હોય તે કેશવ શ્રી કૃષ્ણ કહેવાય. સર્વ જેના તાબામાં હોય તેવા મૂલ સ્વરૂપ શ્રી કૃષ્ણની સેવા કરવી જોઇએ. શ્રી ઠાકુરજીનું સ્વરૂપ બિરાજતું હોય તો તેની પોતે જે ગુરુના સેવક હોય, તે ગુરુનાં

ઘરની રીત મુજબ સેવા કરવી, સ્વરૂપ ન પધરાવ્યું હોય તો ચિત્ર સેવા કરવી. ઋતુ અનુસાર વસ્ત્રાદિકથી સેવા કરવી. ઝારી તથા ભોગ અવશ્ય ધરવો. સેવામાં નળનું પાણી કે વિલાયતી ખાંડ ઉપયોગમાં લેવાં નહિ.

ગામમાં શ્રી ગોસ્વામી બાળકોનાં સેવ્ય સ્વરૂપનાં મંદિરોમાં દર્શન કરવા જવું. જોડા બહાર કાઢવા. શ્રી ઠાકુરજી કે ગુરુદેવ પાસે છત્રી, લાકડી કે હથીયાર રાખીને જવું નહિ, દર્શન કરવા માટે ધક્કા મુક્કી ન કરવી. દર્શન માટે થાંભલા વગેરે મંદિરના કોઈપણ ભાગ ઉપર ચડવું નહિ. દર્શનની વાર હોય તો વ્યર્થ વાતોમાં કે નિંદામાં સમય ન ગુમાવતાં જે બને તે સેવા કરવી, દર્શન કરીને પુંઠ દઈ બહાર નીકળવું નહિ. ગુરૂનાં દર્શન પણ અવશ્ય કરવાં. શ્રી ગુરુદેવ ઉપર લૌકિક ભાવે જોવું નહિ. ગુરુનાં ચરણસ્પર્શ કરવાં. ગુરુ પાસે કે મંદિરમાં પગપર પગ ચઢાવી બેસવું નહિ. મંદિરમાં ગુરુના ચરણ સ્પર્શ કે ગુરુને ભેટ થાય નહિ. જેવી ભક્તિ દેવમાં હોય તેવીજ ગુરુમાં રાખવી, એમ વેદ કહે છે.

પવિત્ર થઈને પ્રસાદ લેવો. પ્રભુને સમર્પ્યા વિનાની કોઈ પણ વસ્તુ લેવી નહિ. ગીતામાં પણ તેવીજ આજ્ઞા ભગવાને કરેલી છે. મંદિરમાંથી મહાપ્રસાદ પોતાને ત્યાં પધારે તો તેને ભગવત્સ્વરૂપ જાણીને સત્કારપૂર્વક પધરાવવો. દક્ષિણ દિશા ભણી મોઢું કરીને જમવું નહિ. ગ્રાસે ગ્રાસે પ્રભુનું નામ લેવું. અન્નની નિંદા ન કરવી. પોતે પાટલા ઉપર બેસીને પાતલ જમીન ઉપર રાખીને જમવું નહિ. લોઢાનાં કે તાંબાનાં વાસણમાં જમવું નહિ. સંધ્યા

સમયે જમવું નહિ. આહાર તેવો ઓડકાર એ કહેવત પ્રમાણે ડુંગળી, લસણ વગેરે તામસ પદાર્થોથી દૂર રહેવું. તેમ અપવિત્ર માણુસોના સ્પર્શથી દૂષિત થયલું અન્ન કે જળ પણ લેવું નહિ. બાર માસની ચોવીસ એકાદશી અને રામનવમી, કૃષ્ણાષ્ટમી, નૃસિંહ ચતુર્દશી, વામન દ્વાદશી એ ચાર જયંતીને દિવસે વ્રત કરવું. વ્રતને દિવસે પાન સોપારી, તેલમાં બનાવેલા પદાર્થો, મીઠું તેમજ કેફી પદાર્થ લેવા નહિ. ક્ષૌર ન કરાવવું. આ સિવાય (૨૮ વ્રતો સિવાય) બીજાં કોઇ વ્રતો કરવો નહિ. એક સર્વ જગતના નાથ શ્રી કૃષ્ણ વિના અન્યમાં અનન્ય પ્રેમ લક્ષણા ભકિત ન કરવી.

અતિથિનો સત્કાર કરવો માતપિતા તરફ પૂજ્ય ભાવ રાખવો. એઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ. દરેક કાર્યો તેઓની આજ્ઞાથીજ કરવાં. તેઓની સામે કાંઇ પણ કહેવું નહિ. તેઓનું દિલ દુ:ખાવવું નહિ. માત પિતાએ પણ પોતાનાં કુળની મર્યાદા જાળવી રાખવી. પોતાના પુત્રના પ્રેમને લીધે પુત્રની રીતભાત તરફ કેટલાંક માબાપો બેદરકાર રહે છે, તેથી પુત્રે અનેક આજકાલના જમાનામાં સસ્તી થઇ પડેલી ભ્રષ્ટ કરનારી હોટેલોમાં જઇને ધર્મ ગુમાવે છે, તો તેથી પુત્રોપર અંકુશ રાખવું, અને તેની હીલચાલપર સંપૂર્ણ ધ્યાન રાખવું.

સાંજના નાહી ધોઇને ચરણામૃત લઇને, તિલક કરીને, વાળુ કરવું. પછી સત્સંગ કરવો. મહાનુભાવી ભગવદીયોની વાર્તાઓ અને ભગવાનના ગુણોનું ગાન કરીને ચરણામૃત લઇને પ્રભુ સ્મરણ કરીને સુઇ જવું.

# વિવિધ વિષય.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ૭ દુશ્મનો છે, તેથી સાવધ રહેવું. ક્રોધ થાય તો હાથ પગ ધોઇને ચરણામૃત લેવું. સર્વ પ્રાણી માત્રપર દયા રાખવી. વિશ્વાસઘાત ન કરવો. ઇંદ્રિયો ઉપર કાબુ રાખવો. યથાધિકાર યજ્ઞોપવીત ધારણ કરવું. સૂતકીનો સ્પર્શ ન કરવો. ઉમરાપર બેસવું નહિ. દીવાને ફુંક ન મારવી. ભગવદ્દગુણો ખુરસી કે કોચપર બેસી ગાવા નહિ. ગુરૂના પાસે પણ તેવા ઉચ્ચ આસને બેસવું નહિ. નકામો કોઇ સાથે વાદવિવાદ ન કરવો. જમીને હજામત ન કરાવવી. ખોટો ડોળ કરવો નહિ, નાસ્તિક વેદનિંદક, ચંડાળ આદિનો પડછાયો પણ લેવો નહિ. દરેક સમયે સદાચારી અને પવિત્ર રહેવું. એ પ્રમાણે રહેવાથી પોતાનો ઉદ્ધાર થાય છે.



# વૈષ્ણવ કર્તવ્ય.

સાંભળોને સઉ કોઈ એક શીખામણ સારી,
જેને પ્રસન્ન કરવા હોય ગિરિવરધારી.
દેવને દુર્લભ મોંઘો મનુષ્યાદેહ આવ્યો,
હરિ ભજ્યા નહિ તેને એળે ગુમાવ્યો.
સુલભ જો થાય માયા છોડી આસક્તિ,
રાત્ર દિવસ કરો કૃષ્ણની ભક્તિ.
એ ભક્તિ આવ્યાનું લક્ષણ આવું,
સાંભળો સહુ કોઇ તમને રીત બતાવું.
નવધા ભક્તિ સર્વેનું સાધન મણિ કહીયે,
પ્રેમ લક્ષણા તે તો સરવ પર લઇએ.
જો હરિગુરૂ વૈષ્ણવ પ્રસન્ન થાય,
એઉની કૃપાએ પ્રેમ ભક્તિ પમાય.
હસ્ત વડે કરે શ્રી કૃષ્ણની સેવા,
ચરણ દોડાવે પ્રભુનાં દરશન કરવા.
નેત્રથી નીરખે નંદકુંવરનું રૂપ,
કથા અમૃત રસથી પુરે કર્ણનાં કુપ.
નાસા પ્રસાદી સુંઘે તુલસીનાં દામ,
રસના રસિક નંદકુંવરનું નામ.
ચિત્તથી ચિંતવન કરે સુંદીર શ્યામ,
કરે હરિને દંડવત પ્રણામ.
આત્મ નિવેદન એજ તત્વ જો રાખે,

તન મન ધન જીવન વહાલાપર વારી નાખે.
વૈષ્ણવ જનનેરે બંધુ સરખારે જાણે,
સરવે કોઇ પ્રાણી ઉપર કરૂણા બહુ આણે.
પર ઉપકાર મનમાં જાજેરા લાવે,
કદાપિ કોઇનું હૃદય ન દુખાવે.
પ્રભુની પ્રસાદી ખાન પાનમાં લાવે,
માયા વિષે તે ઇંદ્રિયો ન ચલાવે.
અંતકરણ નિર્મળ વાણી સત્ય બોલે,
પુરૂષોત્તમ પક્ષે બીજે મનના ડોલે.
દ્રઢ વિશ્વાસ વિશ્વંભરનો ઉર આણે,
જે જે નીપજે તે ભગવદ ઇચ્છા એમ જાણે.
દીનતા રાખે ન કરે નિજનાં વખાણ,
પ્રેમ ભકિત આવ્યાનું એજ એંધાણ.
માન અપમાન હાનિ વૃદ્ધિસમ જાણે,
સુખ દુઃખ દેખી મનમાં શોકના આણે.
એ રીતે શ્રીકૃષ્ણની ભકિત જો કરીયે,
તો ભવસાગર એક પલકમાં તરીયે.
આ શિક્ષા સાર ધોળ ભાવે જે ગાશે,
તેને દયાનો પ્રભુ પ્રસન્ન થાશે.

